અને ત્રણ સમયની વિગ્રહગતિ સમજવી એમ અધસપ્તમ પૃથ્વી સુધી જાણવુ

ગૌ૦—હે ભગવન્! જે અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવ અધોલોકની ત્રસનાડીની બહારના ક્ષેત્રમા મરણસમુદ્ઘાત કરી, ઊર્ધ્વ લોકની ત્રસનાડીની બહારના ક્ષેત્રમા અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયપણે ઉત્પન્ન થવાને યોગ્ય છે, તે કેટલા સમયની વિગ્રહગતિ ઉત્પન્ન થાય?

મ૦—હે ગૌતમ! ત્રણ કે ચાર સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય જે એક પ્રતરમા સમશ્રેણીમા ઉત્પન્ન થાય છે, તે ત્રણ સમયની વિગ્રહગતિથી થાય છે, અને જે વિશ્રેણીમા ઉત્પન્ન થાય છે, તે ચાર સમયની વિગ્રહગતિથી થાય છે તે જ જીવ જો સમયક્ષેત્રમા અપર્યાપ્ત બાદર તેજસ્કાયિકપણે ઉત્પન્ન થવાનો હોય તો બે કે ત્રણ સમયની વિગ્રહગતિ કહેવી અપર્યાપ્ત બાદર તેજસ્કાયિક સમયક્ષેત્રમા મરણસમુદ્ઘાત કરી, ઊર્ધ્વલોકક્ષેત્રની ત્રસનાડીના બહારના ક્ષેત્રમા અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાનો હોય તો બે, ત્રણ કે ચાર સમય કહેવા

તે જ જીવ જો સમયક્ષેત્રમા અપર્યાપ્ત બાદર તેજસ્કાયિક-પણે ઉત્પન્ન થવાનો હોય, તો એક, બે કે ત્રણ સમય કહેવા

અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક લોકના પૂર્વચરમાતમા મરણસમુદ્ઘાત કરી લોકના પૂર્વચરમાતમા અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાનો હોય, તો એક, બે, ત્રણ કે ચાર સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય જો ઋજ્વાયત શ્રેણીથી ઉત્પન્ન થાય, તો એક સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય, એક તરફ વક્ર શ્રેણીથી ઉત્પન્ન થાય, તો બે

સમયની વિગ્રહગતિથી થાય. ઉત્પન્નસ્થાન શ્રેણીથી ઉત્પન્ન થાય તો જે એક પ્રતરમાં—સમશ્રેણીમાં ઉત્પન્ન થવાનો છે તે ત્રણ સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય અને વિશ્રેણીમાં ઉત્પન્ન થવાનો છે તે ચાર સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય. ઇત્યાદિ વિસ્તાર અનેક વિગતોએ મૂળમાંથી જાણવો.

— શતક ૩૪ ઉદ્દે ૧

# લેખકનું સ્તવન

ગૌતમાદિ ગણધરોને નમસ્કાર। ભગવતીસૂત્રને નમસ્કાર। દ્વાદશાગ ગણિપિટકને નમસ્કાર।

કાચબાની પેઠે સુદર ચરણકમલવાળી, નહી ચોળાયેલ કોરટ વૃક્ષની કળી સમાન એવી પૂજ્ય શ્રુતદેવી મારા મતિ-અજ્ઞાનનો નાશ કરો।

આ સૂત્રના આદિના આઠ શતકના બબ્બે ઉદ્દેશકોનો એક એક દિવસે ઉપદેશ કરાય છે પરતુ પ્રથમ દિવસે ચોથા શતકના આઠ ઉદ્દેશકો અને બીજે દિવસે બે ઉદ્દેશકો ઉપદેશાય છે નવમા શતકથી આરભી જેટલુ જેટલુ જાણી શકાય તેટલુ તેટલુ એક એક દિવસે ઉપદેશાય છે વધારેમા વધારે એક શતકનો એક દિવસે ઉપદેશ કરાય છે, મધ્યમ-પણે બે દિવસે શતકનો, અને ઓછામા ઓછુ ત્રણ દિવસે શતકનો એમ વીસમા શતક સુધી જાણવુ પણ પદરમા ગોશાલક શતકનો એક દિવસે ઉપદેશ કરાય છે જો બાકી રહે, તો તેનો એક આયબિલ કરીને ઉપદેશ કરાય છે,

છતાં બાકી રહે તો બે આયંબિલ કરીને ઉપદેશ કરાય ૪ એકવીસમા બાવીસમા અને તેવીસમા શતકનો એક એક દિવસે ઉપદેશ કરાય છે ચોવીસમુ શતક એક એક દિવસે ૭ ૭ ઉદ્દેશકો એમ બે દિવસે ઉપદેશાય છે પચીસમું શતક ૭ ૭ ઉદ્દેશકો વડે બે દિવસે ઉપદેશાય છે બંધિશતકાદિ આઠ શતકો એક દિવસે શ્રેણિશતાદિ બાર શતકો એક દિવસે એકેન્દ્રિયના બાર મહાયુગ્મ શતકો એક દિવસે એમ બેઇન્દ્રિય તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયના બાર બાર શતકો તથા સંજ્ઞી પંચન્દ્રિયના એકવીસ મહાયુગ્મ શતકો અને રાશિયુગ્મશતકો એક એક દિવસે ઉપદેશાય છે

જેના હાથમા વિકસિત કમળ છે જેણે અજ્ઞાનનો નાશ કર્યો છે અને બુધો ( પંડિતો ) અને વિબુધો ( દેવો )એ જેને હમેશાં નમસ્કાર કર્યો છે એવી શ્રુતાધિષ્ઠિત દેવી મને પણ બુદ્ધિ આપો !

આમ શ્રુતદેવતાને પ્રણામ કરીએ છીએ જેની કૃપાથી જ્ઞાનની શિક્ષા મળી છે અને તે શાંતિ કરનાર પ્રવચન દેવીને પણ નમસ્કાર કરું છું.

શ્રુતદેવતા કુંભધર યક્ષ બ્રહ્મશાન્તિ વૈરોટ્યા વિદ્યા અને અંતહુંડી લેખકને અવિઘ્ન આપો !

# સૂચિ

# શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાળા

| | | |
|---|---|---|
| ૧ | સુત્તનિપાત<br>એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ | ૧–૦–૦ |
| ૨. | ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ<br>મજ્જિમનિકાય ના પ્રથમ ૫૦ સંવાદો | ૧–૦–૦ |
| ૩. | ભગવાન મહાવીરની ધર્મકથાઓ<br>નાયાધમ્મકહાસુત્ત નો ગુજરાતી અનુવાદ | ૧–૦–૦ |
| ૪ | ભગવાન મહાવીરના દશ ઉપાસકો<br>ઉવાસગદસાસુત્ત નો ગુજરાતી અનુવાદ | –૮–૦ |
| ૫. | જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર | ૦–૪–૦ |
| ૬ | સન્મતિપ્રકરણ<br>મૂળ ગુજરાતી અનુવાદ ટિપ્પણો સ | ૧–૮–૦ |
| ૭. | જિનાગમકથાસંગ્રહ<br>પ્રાકૃત વ્યાકરણ કોશ, ટિપ્પણો સાથે | ૧–૪–૦ |
| ૮ | શ્રીમદ્‌ની જીવનયાત્રા<br>શ્રીમદ્ રાજચંદ્રની જીવનકથા | ૦–૮–૦ |
| ૯ | શ્રી રાજચંદ્રના વિચારરત્નો<br>તેમના લખાણોમાંથી વિષયવાર ઉતારેલા ઉતારા | ૧૨–૦ |
| ૧ | મહાવીરસ્વામીનો સંયમધર્મ<br>શ્રી સૂત્રકૃતાંગસૂત્ર નો છાયાનુવાદ | ૧–૦–૦ |
| ૧૧ | મહાવીરસ્વામીનો આચારધર્મ<br>શ્રી આચારાંગસૂત્ર નો છાયાનુવાદ | ૧૨ |
| ૧૨. | બુદ્ધચરિત<br>મૂળ પાલિ ગ્રંથોને આધારે લખેલું પ્રામાણિક જીવનચરિત્ર | ૧ ૪–૦ |
| ૧૩. | મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ<br>શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર નો છાયાનુવાદ | ૧–૦– |
| ૧૪ | શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો<br>પ્રવચનસાર, સમયસાર અને પંચાસ્તિકાયસાર સહ | –૮–૦ |
| ૧૫. | યોગશાસ્ત્ર (શ્રી હેમચંદ્રાચાર્ય કૃત) | ૧–૦–૦ |